# ગુલઝરીના

( રસપૂર્ણ પ્રેમકથા )

પ્રયોજક:—

રમણલાલ નાનાલાલ શાહ.

પ્રકાશક:—

ચંપકલાલ ગિરધરલાલ જરીવાળા

તંત્રી—"પુષ્પહાર"

બેગમપુરા—સુરત.

# ગુલરૂ-અરીના.

## ( ૧ ) વિદાય.

" અમને દીધેલાં ઉર કોઇને ના દેશો.
" પેલાં છાનાં કીધાં વેણુ કોને ના કહેશો;
" અમ વિશ્વાસુ જનને રાજ વંચિત ના કરશો.
" જેવા છો, તેથીજ અધિક પળ પળ ઝળહળજો
" માગાં બીજાં કાંઈ રાજ સ્વિકૃત ના કરશો,
" હૃદયે છે અમ સ્થાન અન્ય ના નોતરશો, "

* * * * * *

સંધ્યાનો સોહામણો સમય હતો, ભગવાન સૂર્યનારાયણ અસ્ત થવામાં અધિક વિલંબ નહોતો, કારણ કે ઉંચા ઉંચા પહાડો ના શિખરોને પરમ પ્રતાપી સૂર્ય દેવનાં રક્ત કિર્ણો ચુંબન કરી રહ્યા હતાં. આ શોભાયમાન સમયે યમુના નદીના તટ પર બે સુંદર વ્યક્તિઓ અરસપરસ કંઇ વાતો કરી રહી છે. આમાંથી એક તો બાર તેર વર્ષ ની એક અતિ મનોહર બાલિક હતી. અને બીજી તરૂણ અવસ્થામાં આવેલો

એક સોળ વર્ષનો સુંદર બાલક હતો. બન્ને મૂર્તિના વદન કમલપર અત્યારે વિષાદની છાયા છવાઇ રહેલી દ્રષ્ટિગોચર થતી હતી, અને બન્નેનાં સુંદર મુખ કાંઇક હાર્દિક અનુતાપથી કરમાયલાં હતાં. બાલિકાનું નામ **ઝરીના** હતું અને બાલકનું ગુલરૂ હતું. બન્ને વચ્ચે નીચે પ્રમાણેનો વાર્તાલાપ થતો હતો.

**ઝરીનાઃ**—કોણ કોને યાદ કરવાનું છે? એતો બે આંખોની શરમ છે."

ગુલરૂઃ—હું તો મારા જીવનના અંત પર્યંત મારા હૃદયમાંથી તને વીસરી શકીશ નહિ. પણ જોજે વ્હાલી **ઝરીના** તું મને ભુલી ના જતી.

ઝરીનાઃ—ભલા, હું તમને શી રીતે ભુલી શકીશ? હું તો અહિં એકલી અટુલી રહીશ, પણ તમે તો તમારા નવા નવા મિત્રોની સંગતમાં આ **ઝરીના**ને સંભારશો કે નહિ તેની શંકા છે. તમારા મિત્રોના સહવાસમાં મારી યાદ તો દુધમાંની માખી માફક નીકળી જશે.

ગુલરૂઃ—ઝરીના! દીલબર! એવું ન બોલ. તારી આવી વાતો મારા હૃદયમાં તીરની માફક સાલે છે. તારી મોહબત એ મારા જીવનનો પરમાનંદ છે. આપણે દુધમલ બાળક હતા ત્યારથી એક બીજાને ચાહતાં આવ્યાં છીએ. અમ્માજાનની ગોદમાં આપણે ખેલતાં હતાં ત્યારથી આપણી પ્રીતિની ગાંઠ બંધાઈ છે, અને દિન પ્રતિદિન તે અધિકતર દ્રઢ બનતી જાય છે. હું તારા વીના એક દિન પણ રહી શકું એમ નથી, પણ લાચાર છું મારા જાન! કે આ બે વર્ષ તારો વિયોગ સહન કર્યા વગર છુટકોજ નથી. વાત વાતમાં આ બે વર્ષ તો વહી જશે, અને પછી તરતજ તને અને પ્યારી અમ્માને

આવીને મળીશ. તે પછી જીંદગી પર્યંત તારી અને મારી જુદાઇ થશે નહિં.

ઝરીના:—ખુદા કરે ને એમ થાય.

ગુલરૂ:—ગભરાઇશ નહિ પ્રિયે! આ બે વર્ષ જલદીથી વીતી જશે.

ઝરીના—ગુલરૂ! વ્હાલા! મને તો આ બે વર્ષ બે યુગથી પણ અધિક લાંબાં જશે. અહો! એક ઘડી પણ હું તમારી જુદાઇ સહન કરી શકતી નહોતી, તે વખત કયાં, અને વર્ષના વિયોગનો લાંબો ગાળો કયાં? ગુલરૂ! તમારા ગયા પછી મારી સંભાળ કોણુ લેશે? તમારા સિવાય મારા સુખે સુખી અને મારા દુઃખે દુઃખી કોણુ થશે?

બીચારી નિર્દોષ બાળાની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં? પ્રેમઘેલો ગુલરૂ પોતાની સ્નેહાળ સહચરીનું આ કષ્ટ સહન કરી શક્યો નહિ. પોતાની પાસેના એક રૂમાલ વડે તેમાં આંસુ લ્હોતો લ્હોતો તે બોલ્યો.

"ઝરીના! જીગર! કાં ગભરાય છે વ્હાલી? જો હવે તું રડે તો તને તારા ગુલરૂના સોગંદ છે!"

યમુનાના પનઘટ પર આ પ્રેમીઓ આવી રીતે પોતાની પ્રેમ ગોષ્ટિમાં મશગુલ હતાં, એટલામા એક સુંદર સ્ત્રી ભપકાદાર પોષાકમાં અને પુષ્કળ જર ઝવેરાત ધારણુ કરીને ત્યાં આવી પહોંચી. તેણીનાં વસ્ત્રાભૂષણો, તથા સુંદર અને નાજુક બદન પરથી માલમ પડતું હતું કે કોઇ કુળવાન ઘરની તે સ્ત્રી છે. જ્યાં સુધી આપણે એનું નામ જાણુતા નથી, ત્યાં સુધી આપણે એને બેગમના નામથી ઓળખીશું. ગુલરૂ અને ઝરીના આ સુંદરીને જોઇને મનમાંને મનમાં લજ્જિત થવા લાગ્યાં. સુંદરી બન્નેના મનનો ભાવાર્થ સમજી

લઇને તેમની લજ્જાનો ત્યાગ કરાવવાના ઉદ્દેશથી બોલી,–"ઝરીના ! હાથે ગુલરૂ જશે. પછી તેના વિયોગથી મારૂં હૃદય ગભરાશે. પછી માત્ર તુંજ એક મારૂં મન બહેલાવવાના સાધન તરીકે રહીશ. તું આજે ગુલરૂની સમક્ષ પ્રતિજ્ઞા કર કે દરરોજ મારે ઘેર આવીશ, અને ઉત્તમ ઉત્તમ પુસ્તકો વાંચી મારા હૃદયને આનંદ આપીશ.

ઝરીનાઃ—હું તો આપની દાસી છું.

બેગમઃ—ના ઝરીના ! તેમ નહિ તું તો મારી ચશ્મોનું નુર અને મારા કાળજાની કોર છે. મારો તારા પર ગુલરૂથી પણ અધિક પ્યાર છે. તે મારો પુત્ર છે, તું મારી પુત્રી બરાબર છે, મારો પુત્ર બે વર્ષ સુધી મારાથી દુર થાય છે, તો મારી પાસે હંમેશા આવીને તારે મને ઉપયોગી થઇ પડવું એ તારી ફરજ છે. તારે મા નથી. તું મને તારી મા સમજજે

ઝરીનાઃ–હું તમને મારી વ્હાલી માતાથી પણ અધિક જાણું છું."

આ ઠેકાણે ગુલરૂ અને ઝરીનાનું ટુંક વર્ણન આપવુ સમયોચિત થઇ પડશે. ગુલરૂનો બાપ સમ્રાટ અકબરના સૈન્યમાં એક વીર સેનાધિપતિની પદ્દવી ભોગવતો હતો, અને તે પોતાની ફોજ સાથે દુશ્મનના દળનું દમન કરવા ગયો હતો.

ગુલરૂની ઉંમર સોળ વર્ષની હતી, અને તે કાનપુરના યુદ્ધ વિદ્યાલયમાં શિક્ષણ લેવા જવાનો હતો. તે સમયના નિયમાનુસાર સેનાપતિની પદ્દવીની અપેક્ષા રાખનારે આ બાદશાહી યુદ્ધ-વિદ્યાલયમાં રહીને બે વર્ષ સુધી યુદ્ધવિદ્યાનું સારી રીતે શિક્ષણ લેવું પડતું હતું.

ઝરીના એક ગરીબ, પણ પ્રતિષ્ઠિત વિદ્વાનની કન્યા હતી, જે મહોલ્લામાં ગુલરૂના પિતા દિલેરખાં રહેતો હતો, તે મહોલ્લાની મુખ્ય મસ્જીદમાં ઝરીનાનો પિતા વડા મોલવીની પદવીપર હતો. ઝરીનાની

માતા બાલપણથીજ મરણ પામેલી હતી. અને મોલવીએ ઝરીનાને ખાતર બીજીવાર લગ્ન કર્યું નહોતું. આથી તેમના જીવનનો મુખ્ય આનંદ પોતાની સુંદર અને નિર્દોષ પુત્રીનું યોગ્ય લાલનપાલન કરવાનોજ હતો. ઝરીના પોતાના પિતાને પ્રાણસમાન વ્હાલી હતી.

હાલ દીલ્હીમાં એક પ્રકારનો ચેપી રોગ ફેલાયો હતો અને તેથી સર્વ લોકો ગામ બહાર યમુના નદીના કીનારાપર તંબુઓ તાણીને રહેતા હતા. ગુલરૂ અને ઝરીનાને આપણે યમુનાના પનઘટ પર પ્રેમ ગોષ્ટી કરતાં જોયાં, તેનું કારણ એજ હતું. યમુનાનાં નીલવર્ણાં નદીના રેતાળ કિનારાપર સાંજના સમયે એકાંતમાં વાર્તાલાપ કરતાં આમ તેમ હરવું ફરવું, એ બન્નેને ઘણુંજ ગમતું હતું. હાલને માટે ગુલરૂ અને ઝરીનાની આટલી ઓળખાણ બસ થશે.

પોતાની માતાને ત્યાં આવેલી જોઈ ગુલરૂ ઝરીનાની સામે એક ભાવસુચક દ્રષ્ટીપાત કરતો ત્યાંથી અન્ય સ્થળે ચાલ્યો ગયો, અને બેગમના હાથમાં હાથ ભરાવી ઝરીના ધીમે ધીમે પોતાને સ્થાનકે ગઇ.

બીજે દીવસે ગુલરૂ કાનપુર તરફ વિદાય થઈ ગયો.



## (૨) બેગમનું મૃત્યુ.

ગુલરૂને કાનપુર ગયાને હાલ દોઢ વર્ષનો સમય વીતી ગયો છે. જ્યારથી તે કાનપુર ગયો છે, ત્યારથી ઝરીના અને પોતાની માતા પર દરેક અઠવાડિયે તે નિયમિત રીતે પત્રો લખતો રહે છે. તેના પત્રો આવવામાં કદિપણ ભંગ પડતો નહિ, અગર તો વિલંબ થતો નહિ. ઝરીના વારંવાર બેગમને મળવાને આવે છે, અને અહીં તહીંની

વાતો કરીને પોતાનો સમય પસાર કરે છે. પણ ખાસ કરીને બન્નેની વાતોનો વિષય ઘણું કરીને ગુલરૂના પત્રની હકીકત હોય છે.

બપોરનો સમય છે. બેગમ ગુલરૂના વિચાર કરતી પડી છે, અને પાસેજ ઝરીના બેઠી છે, પણ અત્યારે બન્નેના મુખપર ઉદાસીની છાયા ફેલાયલી છે. બેગમના તંદુરસ્ત શરીરનો રાતો રંગ અદૃશ્ય થઇ ગયો છે, અને બેગમનું શરીર પીળું અને ફિક્કું પડી ગયું છે. તેણીનું ખાવા પીવાનું છુટી ગયું છે, અને તે રાત્રિ દિવસ નિસાસા નાંખી, આંખોમાંથી અશ્રુધારા વર્ષાવે છે. દુર્બળતા અને નિર્બળતા રૂપી બે પિશાચિનીઓએ તેના અંગનો કબજો લઇ લીધો છે, અને તેણીનું બળ નિસ્તેજ બનીને જતું રહ્યું છે.

બેગમ પલંગપર મડદાની માફક સુઇ રહી છે, અને તેની નજીકમાંજ એક ખુરસીપર માથું ઝુકાવીને ઝરીના વિચાર નિમગ્ન થઇને બેઠેલી જણાય છે, બેગમ ક્ષીણસ્વરે બોલી, "ઝરીના!"

ઝરીના:—"શું કહો છો અમ્મા? બોલો."

બેગમ:—"આજ તું ચુપ કેમ છે, બેટા?"

ઝરીના:—"શું કહું અમ્મા! તમારી હાલત જોઇને બહુ દીલગીરી થાય છે. બે મહીનાની વાતપર તો તમે કેવાં રાતાંમાતાં, અને તંદુરસ્ત હતાં? ખુદા માલુમ, આટલા દિવસોમાં તમારી આ સ્થિતિ કેમ થઇ ગઈ!"

બેગમે સ્હેજ હસીને કહ્યું, "દીકરી! આ ખુરો રોગ મને બહુ દીવસથી લાગ્યો છે, અને તે મારૂં કલેજું કોતરી ખાય છે. બસ, હવે મને લાગે છે કે હું આ દુનિયાની બે ચાર દિવસની મહેમાન છું. મને મારા મરવાનો તો સ્હેજપણ શોક નથી, પણ માત્ર દીલગીરી એટલીજ થાય છે કે મરતાં મરતાં પણ ગુલરૂ અગર તો તેના પિતાને ન જોઇ શકી."

ઝરીના—" માજી ! ખુદા ખાતર એવી અમંગળ વાતો ન કરો. તમારી વાતોથી મારા મનમાં ઘણી દિલગીરી થાય છે. તમારી જગ્યાએ તમારો દુશ્મન મરે ! તમે તો જરૂર સાજાં થઇને ઉઠશો."

બેગમ—" ના, વ્હાલી ઝરીના ! હવે બચવાની એક પણ બારી રહી નથી."

ઝરીના—" ખુદા કરે, તો તમે દશ પંદર દીવસમાં પાછાં હરતાં ફરતાં થઇ જશો."

બેગમ ફરીથી સ્હેજ ઉસ્કેરાઇને બોલી, "ઝરીના, બેટા ! તું તારી ભલાઇ વાપરીને એમ બોલે છે, પણ હવે મારૂં અશક્ય છે. બાદશાહી હકીમે મને સ્પષ્ટ જણાવ્યું છે કે એક અઠવાડિયું પણ હવે વીતે તો ભાગ્ય ! કાંઇ નહિ. સર્વને અલ્લાતાલાના દરબારમાં એક દિવસ હાજર થવાનું છે. કોઇ દુનિયામાં અમરપટો મેળવીને અવતર્યું નથી. પછી મરણની બીક કેવી ? ઠીક, હવે એ વાત રહેવા દે મને એક વાતનું વચન આપ."

ઝરીના—"અમ્માજાન ! હું તો આપની એક નાચીજ દાસી છું. આપની જે આજ્ઞા થશે, તે સરોચશ્મથી બજા લાવવાને હું બંધાયલી છું "

બેગમઃ—" તું મારી દાસી નહિ, પણ મારી દીકરી છે. મારી વ્હાલી ઝરીના ! તું તો મારા કાળજાની કોર, અને મારી આંખોનું નૂર છે ! મારા કહ્યા પ્રમાણે કરવાનું મને વચન આપ, કે જેથી મારી છાતી પરથી એક ભારે ફીકર રૂપી બોજો ઓછો થઇ જાય. "

ઝરીનાઃ—" બોલો, આપનો શો હુકમ છે ? "

બેગમઃ—" બાર મહિના બાદ ગુલરૂ આવશે. "

ઝરીનાઃ—" હા, પણ વખતે એથી વહેલા પણ એ આવે. "

બેગમઃ—" યુદ્ધવિદ્યાલયના કાનુનો ઘણા સખત હોય છે. કાનુન પ્રમાણે બે વર્ષ વીતી ગયાં સિવાય ગુલરૂ આવી શકે નહિ. માટે હજુ તેને આવવાની ચાર માસની વાર છે. એમ કરતાં જો એ કમણાં આવે તો તેની મહેનત ધુળધાણી થઇ જાય, અને યુદ્ધ વિદ્યાલયનું પ્રમાણપત્ર પણ તેને મળે નહિ."

ઝરીનાઃ—" કાયદા ઘણા કડક છે!"

બેગમઃ –" હા, બાદશાહનો હુકમજ એવો છે."

ઝરીનાઃ—" અમ્માજાન! મને શી આજ્ઞા છે?"

બેગમઃ—" ઝરીના! ગુલરૂ આપણાથી વિખુટો પડી, યુદ્ધ વિદ્યાલયમાં ગયો તે વખત તને સાંભરે છે?"

ઝરીનાઃ—" બરોબર યાદ છે. તે વખત હું શી રીતે ભુલી શકું?"

બેગમઃ—" ઠીક તેં મને મારી દીકરી થઇને રહેવાનું વચન આપ્યું હતું એ વાતની પણ તને યાદ છે?"

ઝરીનાઃ—" હા. એ પણ યાદ છે?"

બેગમઃ—" બરોબર. ત્યારે હવે તું વચન આપ. અને અંતઃકરણ પૂર્વક કહે કે તું ગુલરૂની સાથેજ લગ્ન કરીશ. કદાચ આપણા પરમ પ્રતાપી શહેનશાહ પણ તારી સાથે શાદી કરવાને તૈયાર થાય તો તેને પણ તું ખુશીને ના પાડીશ!" બેગમની વાત સાંભળીને ઝરીના શરમાઇ ગઇ. તેણે પોતાની સુંદર આંખો જમીન તરફ ઝુકાવી દીધી. બેગમે ઝરીનાની હાલત જોઇને કહ્યું,

" ઝરીના! આજ મારી સ્થિતિ અતિ વિષમ છે. એટલે સુધી કે મારો શ્વાસ રૂંધાઈ જાય છે, અને બોલતાં પણ મને મુશ્કેલી નડે છે, વખતે બેચાર કલાકમાં પણ અલ્લાના દરબારમાં મારે જવાનું થાય. તેટલા માટે શરમ અને મર્યાદાને બે ઘડી બાજુ પર રાખીને મારી વાતનો જલદીથી જવાબ આપ"

ઝરીનાઃ—" માતાજી ! તેઓ એક આલીશાન ખાનદાનના નાદર નબીરા છે, જ્યારે હું તો એક સાધારણ છોકરી. ભલા, તેમની સાથે મારા જેવીનો સંજોગ શી રીતે સંભવી શકે ? "

બેગમ—" ના બ્હેન એ વાત અયોગ્ય છે. ગરીબી અમીરી એ તો તકદીરની તાસીર છે. પ્રમાણિકતા એજ સૌથી ઉંચો સદ્દગુણ છે. જે કુળ નિષ્કલંક હોય, તેજ કુળ ઉંચું છે. દીકરી ! તું તો બાદશાહના જનાનાને પણ ઝાંખ લગાડે એવી ઉંચા તાખમની અને દીદારની છે ! "

ઝરીનાઃ—" જો આપના પુત્ર......"

બેગમ વચમાંજ બોલી ઉઠી; " ઝરીના ! વાતમાં શું કરવા વખત ગુમાવે છે ? ગુલરૂ પોતે તારા હાથની માગણી કરશે, તે હું અને તું બન્ને જાણીયે છીએ. "

શરમાતાં શરમાતાં ઝરીના બોલીઃ—તો અમ્મા ! પછી મને શી હરકત છે ? આપની પુત્રવધૂ બનવાનો પ્રસંગ આવે એ હું મારૂં મહદ્ ભાગ્ય સમજું છું ! "

બેગમઃ—" જીવતી રહેજે બેટા ! હવે મારા જીવને આરામ થયો. રોશન ? ઓ રોશન ! "

રોશનઃ—" હાજી હુજૂર ! "

બેગમઃ—" જા તો, જરીક કુરાનેશરીફ જલદીથી લઇ આવ. "

હુકમ મુજબ કુરાનેશરીફ આણવામાં આવ્યું. બેગમે પાસું બદલી ઝરીનાને કહ્યું, " ઝરીના ! આ કુરાનેશરીફ હાથમાં લે, અને મને વચન આપ. "

ઝરીનાઃ—" હું વચન આપું છું કે આપની આજ્ઞા પ્રમાણેજ હું વર્તીશ. "

બેગમઃ—" હવે બીજું વચન આપ, કે મારા મરણ બાદ તમે બન્ને વરવહુ મારી કબર પર ફુલોના ગજરા, અને એક કિમતિ બનારસી દુપટ્ટો ચઢાવશો."

ઝરીનાઃ—" ખુદાને હાજરનાજર ગણીને હું સમ ખાઉં છું કે આપના હુકમ મુજબ હું વર્તીશ; અગરજો તેમ હું ન કરૂં તો તે પાક પરવરદીગારનો કોપ મારા પર ઉતરજો !"

બેગમઃ—" હાશ ! હવે હું સુખથી મરીશ, ઝરીના, બેટા ! તું અને ગુલરૂ હમેશાં સુખી આનંદમાં રહો, એટલીજ મારી ખરા અંતઃકરણની દુઆ છે, અને ખુદાતાલા તે નેક દુઆ બર લાવશે."

* * * *

તે સાંજે બેગમે શાંતિથી પ્રાણ છોડયા.



## ( ૩ ) " લગ્નનો કોલ "

બેગમને બે માસ વીતી ગયા, તે અરસામાં ગુલરૂના પિતા યુદ્ધ ક્ષેત્રમાંથી પોતાની ફોજ સાથે પાછા દીલ્હી આવી ચુકયા હતા. પોતાની પ્રિયપત્નીના દેહવિલયના સમાચાર સાંભળી દીલેરખાં અત્યંત વ્યથા પામ્યો. પણ દુઃખનું ઔષધ દહાડા, એ કહેવત અનુસાર વખત ના વહેવા સાથે તેનો શોક દીન પર દીન કમતી થવા લાગ્યો.

ગુલરૂએ કાનપુર ખાતે જ્યારે પોતાની વ્હાલી માતાના મરણના સમાચાર સાંભળ્યા ત્યારે તેને અપાર શોક થયો. રડી રડીને બીચારા ગુલરૂની આંખો રાતીચોળ બની ગઇ. તેણે યુધ્ધ-વિદ્યાલયના મુખ્ય અધ્યાપક પાસેથી પોતાના વતન જવાની રજા માગી પણ વિદ્યાલય

ના કાનુનો પ્રમાણે તેની વિનંતિનો સ્વીકાર થઇ શક્યો નહિ. ગુલરૂને પોતાની માતા પર અત્યંત પ્રેમ હતો, અને આ વિનંતિનો સ્વીકાર ના થવાથી તે હતાશ બની ગયો. પણ તેનો કાંઇ ઉપાય નહોતો. આખરે ચાર માસ પુરા થયા. ગુલરૂની વિદ્યાની પરિક્ષા લેવામાં આવી. તેમાં તે પ્રશંસા સહ ઉત્તીર્ણ થયો, અને પ્રમાણ પત્ર લઇને જાળમાંથી ફસાઇ ગયેલું પક્ષિ જેવી રીતે જીવ લઇને છટકી જાય, તેટલી ઝડપથી કાનપુરમાંથી દીલ્હી આવી પહોંચ્યો.

પોતાના પિતાને વળગીને ખુબ રડ્યો. ત્યારબાદ તે પોતાની માતાની કબરપર જઇને કાતિલ સ્વરે કલ્પાંત કરી સ્નેહના અશ્રુ બિંદુઓ વડે શ્રાદ્ધ કરવા લાગ્યો. આવી રીતે માતાના મરણના શોકમાં પંદરેક દીવસ વીતી ગયા. અત્યાર સુધી માતાના મરણના શોકથી હૃદયની આકુળવ્યાકુળ સ્થિતિને લીધે ઝરીના બહુ સાંભરી નહોતી, પણ હવે એકદમ ગુલરૂના હૃદય પટપર ઝરીનાની મૂર્તિ ખડી થઇ ગઈ. પોતે પંદર દિવસ થયાં ઝરીનાને બીલકુલ મળ્યો પણ નહિ, એ વિચારથી ગુલરૂ સ્હેજ પસ્તાયો. જલદીથી વસ્ત્રો પહેરીને તે ઝરીનાના પિતાના મકાનપર ગયો. બન્ને પ્રેમીઓના સદ્ભાગ્યે કાંઇક કારણવશાત્ મોલવી સાહેબ મકાનમાં નહોતા.

હાલ ઝરીનાને સોળમું વર્ષ જતું હતું, તેની જાદુભરી સુંદરતા જોઇને ભલભલા મોહિત થઇ જતા હતા. તેના વિશાળ અને અણીઆળાં નેત્ર, ગુલાબના ફુલને પણ શરમાવે એવો સુંદર કપોલપ્રદેશ, સુડોળ અને અતિ મનોહર અંગ, દાડમની કળી સરખા હારદાર અને સફેદ દાંત, એ સર્વથી ઝરીના અત્યંત શોભાયમાન લાગતી હતી. તે ઉપરાંત તેના માથા પરના કાળા વાળની એકાદ લટ તેના ગોરા અને ગુલાબી ગાલપર જ્યારે ફેલાતી ત્યારે તેના સૌંદર્યમાં એથી

પણુ વિશેષ વધારો થતો હતો. બે વર્ષનો સમય વીત્યા બાદ ગુલરૂએ જ્યારે ઝરીનાને આગ્રે જોઇ, ત્યારે તે પણુ તેનું સૌંદર્ય જોઇને ઉન્મત્ત બની ગયો. ઝરીનાના નયન સાથે પોતાનાં નયનો મળતાંજ તેના હૃદયમાં કાંઇક વિદ્યુતસમો ચમકારો થયો. ગુલરૂના હૃદયની આવી દશા થઇ ગઇ એટલુંજ નહિં, પરંતુ, ઝરીનાની પ્રેમ-વાટિકામાં પણુ ગુલરૂના ગુલેરૂપસારે એક નવું ગુલાબ ખીલાવ્યું. પણ લજ્જારૂપી અંતરપટથી તે એવું તો છુપાઇ ગયું, કે તેની સુગંધ ગુલરૂ સુધી પહોંચી ન શકી! પ્રથમ તો ગુલરૂની માતાની વાત નીકળી, અને અરસપરસ આશ્વાસન આપવામાં થોડોક સમય વીતી ગયો, પછી ઓચિંતો આંખનો એક મોહક લ્હેકો કરી, સ્હેજ ક્રોધ ભર્યા અને કટાક્ષમય અવાજે ઝરીના બોલી.

"કાં જનાબ! દીલ્હી નગરીને આપના મુબારક કદમથી ક્યારે પાક બનાવી?"

ગુલરૂ:—"મને આવ્યાને આજ પંદરેક દિવસ થયા હશે."

ઝરીના:—"આજે આ તરફ ક્યાંથી ભુલા પડયા? આટલે બધે દીવસે પણુ હું ઠીક સાંભરી આવી!"

ગુલરૂ—"માફ કર, ઝરીના! હું બીલકુલ પાગલ સરખો બની ગયો હતો, અને તેને લીધે આટલા બધા દિવસથી તારી પાસે આવી શક્યો નહોતો.

પહેલાં જેવીજ મોહકતા ભરેલી રીતે નયનો નચાવતી ઝરીના બોલી, "ભલા એમાં તમે મારૂં શું બગાડયું છે કે મારી માફી માગો છો? હું એ માનને લાયક નથી. આપ ક્યાં નથી જાણુતા કે અઘટિત આદરમાન એ અપમાનથી પણુ અધિક અકારૂં છે!!

અહા! નારીનાં નયનકટાક્ષથી કોણુ ભાન નથી ભુલ્યું? એક વિદ્વાન સત્ય કહે છે કે,

" સ્વામી અમે પણ સ્વામિની પાસે સદા લાચાર જો !
" નહિ નેત્ર નર્તનનો કશો અમને મળે ઉપચાર જો !
" અદ્ભુત નવી જાદુગરી ક્યાંથી કહો લાવ્યાં, પ્રિયે ?
" નહિં શૌર્યનું બળ લેશ, છેક સદા તમો ફાવ્યાં, પ્રિયે !"
( રા. કાંત )

રણાંગણમાં દુશ્મનનું દમન કરવામાં અસાધારણ શૌર્ય દર્શાવતા શૂરવીરો પણ અબળાના આ અસમર્થ મોહાસ્ત્ર પાસે નાઇલાજ બની જાય છે! ગુલરૂની પણ એ સ્થિતિ થાય તેમ શી નવાઇ ? ગુલરૂ ઝરીનાના ખભા પર સ્નેહથી હાથ મુકી અતિ કોમળ સ્વરથી બોલ્યો, " પ્રિયે ! અમ્માજાના અકાળ અવસાનથી મારૂં હૃદય ઘણુંજ આકુળ વ્યાકુળ બની ગયું હતું. મેં અહીં ન આવવામાં અપરાધ કર્યો હોય, તો ઓ મનહર મૂર્તિ ! તારી ક્ષમા યાચું છું ! તું દયાની દેવી છે ! મને ક્ષમા કર, મારા જાન ! "

પ્રેમથી ઝરીના એક અક્ષર પણ બોલ્યા શિવાય હસતી હસતી ગુલરૂને સ્હેજ થાપટ લગાવી બોલી, " એટલામાંજ હારી ગયા કે ? જંગભૂમિ પર આવુંજ શૂરાતન બતાવશો કે ? "

ગુલરૂએ કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં ઝરીનાના મુલાયમ ગાલ પર એક ચુંબન કરી તેને બોલતી બંધ કરી. આવી રીતે પ્રેમાલાપમાં કેટલોક સમય વીતી ગયો. તે બાદ ઓચીંતો ગુલરૂ બોલી ઉઠયો, " ઝરીના ! હવે બધી વાત જવા દે. હું જીવતોજ રહું એમ જો તું ઇચ્છતી હોય તો જેમ બને તેમ જલદીથી મારી સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવાનું વચન આપ. "

ઝરીનાઃ—(લજવાઇને) " હમણાં તે વાત કરવાની હોય ? "

ગુલરૂઃ—" હમણાં નહિ ત્યારે ક્યારે ? નહિં ઝરીના ! હવે તો મહેરબાનીથી મને માયાળુ જવાબ આપી કૃતાર્થ કર. "

ઝરીનાઃ—"અગર જો એમજ હોય તો મારા પિતાને કહો. હું એમાં શું કરવાની છું ?"

ગુલરૂઃ—"પહેલાં હું તારી પાસેજ પૂછવા માગું છું. તું રાજી હશે એટલે મારે બસ છે."

ઝરીનાઃ—"તમારા શિવાય બીજાના સામી નજર પણ નાખી છે ખરી ? મને તમારી આજ્ઞાંકિત દાસીજ સદાને માટે સમજજો !"

ઝરીનાનો હાથ માથાથી પોતાના હાથમાં લઇ ગુલરૂ બોલ્યો "નહિ મારી ઝરીના ! તું દાસી નહિ પણ મારા હૃદયમંદિરની મહારાણી બનીશ !"

આવી રીતે બન્ને વચ્ચે વાતો ચાલતી હતી, તેવામાં મોલવી સાહેબ બહારથી આવતા દેખાયા. સલામ અકરામ થયા બાદ ગુલરૂએ તક સાધીને ઝરીનાના પિતાને કહ્યું, "આપને હું કાંઇક ખાનગી વિનંતિ કરવા માગું છું,"

મોલવીઃ—"ઘણું સારૂં. અંદરના કમરામાં ચાલો."

બંન્ને જણ અંદર ગયા. પછી ગુલરૂ બોલ્યો, "માફ કરજો, નાને મ્હોઢે મોટી વાત કરવાનો પ્રસંગ છે."

મોલવીઃ—"તમે શું કહેવા માગો છો તે હું સમજી ગયો પણ એમ બનવું અશક્ય છે.

ગુલરૂઃ—"એમ કેમ ?"

મોલવીઃ—"તમે એક અમીરના પુત્ર છો, અને હું એક મોલવી. કેહેવત છે કે,

"દોસ્તી કયા હૈ ફુલ કાંટેકી,
"જબ સબા આયી પખડિયાં છિદ ગયી."

માટે કયાં તમે અને કયાં અમે ?"

ગુલરૂ:—" કદાપિ એમ હોય કે હું ધનવાનનો પુત્ર છું, તો પણ તેથી શું ? ધનનો ગર્વ કેવો ! લક્ષ્મી એ ચંચળ છે. આજે અમીર તે કાલે ફકીર બની જાય તો તેનો ભરૂસો શો ? "

મોલવી:—" એ આપની લાયકી છે. નહિ તો કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી ? "

ગુલરૂ:—" હું સત્ય કહું છું કે એવી દોલતની હું લેશ માત્ર પણ દરકાર કરતો નથી. મારી મરહુમ માદરની મરણ વખતની અંતિમ ઇચ્છાને ખાતર પણ મારી વિનંતિનો કૃપા કરી સ્વીકાર કરો."

મોલવી:—" જો એમ છે, તો આપની માગણી મારે કબુલ મંજુર છે. પણ આ ખુશબક્તીનો દિવસ હું થોડીકવાર પછી જોવા ચાહું છું. સાંભળ્યું છે કે શહેનશાહી હુકમ અનુસાર આપના પિતા ચીતોડ પર ચઢાઇ કરવા જવાના છે. વળી એમ પણ ખબર મળી છે કે તમે પણ તમારા વાલિદની સાથે લશ્કરી સલાહકાર તરીકે જંગે-મયદાનમાં જવાના છો. ત્યાંથી આપ ખુશી ખુરમીથી પાછા પધારશો એટલે હું જરૂર મારી પુત્રી આપને અર્પણ કરી મારા જઈફીના દિવસો શાંતિથી અને અલ્લાહની બંદગમાં પુરા કરીશ. "

ગુલરૂ:—" આપની એમ ઇચ્છા છે તો તે પ્રમાણે મારે સરો-ચશ્મથી કબુલ છે. પણ મારાં મનની મુઝવણ મટાડવાને ખાતર શાદીની પ્રથમ વીવાહ ક્રિયા હું જંગભૂમિ પર વિદાય થાઉં તે પહેલાં કરી નાખશો. "

મૌલવી:—" ઘણી ખુશીથી હું તેમ કરીશ. "

× × × ×

બે ત્રણ દીવસમાં ગુલરૂ અને ઝરીના વીવાહ સમારંભની ક્રિયા વિધિ પુરઃસર કરવામાં આવી ત્યાર બાદ પોતાના પિતાની ફોજ

સાથે લશ્કરી સલાહકારના માનવંતા હોદ્દા પર નિમાઇને સમરક્ષેત્ર પર ગુલરૂ વિદાય થઇ ગયો.

## (૪) અજાણ્યા યુવકનું આમંત્રણ.

પ્રાતઃકાળનો સમય હતો. મંદ મંદ સુગંધી વાયુનો દેવી પંખો ફરકી રહ્યો હતો. વૃક્ષની લીલી હરિયાળી ડાળીઓ આમ તેમ ઝુકીને રમત કરી રહી હતી. ફળફૂલથી લચી રહેલાં ઘટાદાર વૃક્ષોપર રંગ બેરંગી પક્ષિઓ મધુર ગાન કરી રહ્યાં હતાં. આ સમયે ચીતોડગઢની બહારની બાજુ શહેનશાહી ફોજનો પડાવ ત્યાં આવી પડ્યો હતો. ત્યાં પુષ્કળ ધમાલ નજરે પડતી હતી. ઠેકાણે ઠેકાણે પહેરેગીરો બંદુકો લઇને પહેરો ભરી રહ્યા હતા.

પ્રિય વાંચક ! ફોજના મધ્ય ભાગમા નાખેલા એક વિશાળ તંબુની નજીકમાંના એક નાનકડા પણ ઘણાજ ભપકાદાર તંબુમાં પ્રવેશ કરવાનું તમને આમંત્રણ કરવામાં આવે છે. અંદર એક મખમલના પલંગપર વિચાર ગ્રસ્ત સ્થિતિમાં ગુલરૂ બેઠેલો જણાય છે. તેનાં વદનકમળ પર શોકની છાયા છવાઈ ગએલી જણાય છે. એટલામાં એકાએક તંબુનો પડદો ખુલી ગયો, અને એક સંત્રીએ અંદર આવી તાજીમ તવાજાથી કુરનીસ બજાવી કહ્યું, "ઉમરૂ નામનો લગભગ ચૌદેક વર્ષનો એક છોકરો હજૂરની પાસે આવવાને ખાહેશમંદ છે."

આ સાંભળી ગુલરૂએ કાંઇક વિચાર કર્યો. પછી તેણે સંત્રીને છોકરાને અંદર લાવવાની આજ્ઞા આપી. સંત્રી ચાલ્યો ગયો. થોડીકવાર પછી તે બાળક અંદર દાખલ થયો. ગુલરૂએ તેના તરફ કાંઇક આનંદ

પૂર્વક જોયું. દેખાવ પરથી છોકરો ઘણોજ ખુબસુરત, કદાવર, અને ચાલાક જણાતો હતો. તેણે સલામ કરીને પૂછ્યું, "આપનુંજ નામ ગુલરૂ છેને ?"

ગુલ:—"હા, મારૂંજ નામ ગુલરૂ છે."

ઉમરઃ—"સરદાર દિલેરખાં તે આપના પિતાજી થાયને ?"

ગુલ:—"હા."

ઉમરઃ—"મારે આપની સાથે કાંઇક ખાનગી વાત કરવાની છે."

ગુલરૂ:—"આપણા બે સિવાય અહીં બીજું કોણ છે ?"

ઉમરઃ—"આપને આ પત્ર આપવાનો છે."

આશ્ચર્યથી ગુલરૂ બોલી ઉઠયો, "પત્ર કોણે આપ્યો છે ?"

ઉમરઃ—"પત્ર વાંચી જુઓને."

ગુલરૂએ આશ્ચર્યથી પત્ર ખોલ્યો. એક સુંદર કાગળ પર મોતી જેવા અક્ષરથી સ્વચ્છ રીતે નીચે પ્રમાણે કોઇએ લખેલું હતું.

"જનાબેમન !

અગર ફુરસત મિલી હો ગૈરકી બાતોંકે સુનનેસે,
હમારી બાત ભી સુન લીજીએ સરકાર થોડી સી !

અગર આપને થોડીક ફુરસદ હોય તો આ પત્ર વાંચવાની તકલીફ મહેરબાની કરી લેશો. જો કે આ ભૂમિ દુશ્મનની છે પણ આ પત્ર આપના એક દુશ્મન નહિ, પરંતુ દોસ્ત તરફથી લખાયલો છે. ગભરાવાનું કાંઇ કારણ નથી. એક શુરવીર સેનાની જાણીનેજ આ રૂકકો આપને લખવામાં આવ્યો છે. આપના મેલાપની મને આકાંક્ષા છે. અજાણી જગ્યાએ આવતાં આપને અયોગ્ય લાગતું હોય, તો કોઇ એવું સ્થળ આપ મુકરર કરો, કે

જ્યાં આપણા બે જણાનો મેળાપ થઇ શકે. મુલાકાત કરવાનો હેતુ મુલાકાત વખતે જણાવવામાં આવશે.

લી " મુલાકાતની આકાંક્ષા રાખનાર "

પત્ર વાંચી ગુલરૂએ ઉમરૂ તરફ જોઇને કહ્યું, " આ પત્ર ક્યાંથી લાવ્યા છો ? "

ઉમરૂ:—" હાલ હું કશું કહી શકું તેમ નથી "

ગુલરૂ:—" ઠીક હું મુલાકાતને માટે તૈયાર છું મને ચોક્કસ પત્તો બતાવો "

ઉમરૂ:..." આજે રાતના ૯ અને ૧૦ વાગ્યાની અંદર આપ ઘોડેસ્વાર થઇને પશ્ચિમ દીશા તરફ જજો. ત્યાં લગભગ અર્ધો કોશ આગળ હું મળીશ. ત્યાં આપને ચોક્કસ પત્તો બતાવીશ પણ યાદ રાખજો કે આપે એકલાએજ ત્યાં આવવું પડશે. "

ગુલરૂ:—' જરૂર આવીશ. "

ઉમરૂ:—" ડરશો નહિં આપ મુલાકાતથી ઘણા ખુશી થશો. "

ગુલરૂ:—"ભીરૂતા બતાવવી એ પાગલનું કામ છે. તે કામ મારૂં નથી . "

ઉમરૂ:—" જેણે મને મોકલ્યા છે. તેના ખ્યાલમાં પણ આપ તેવાજ બહાદુ. દેખાઓ છો. "

ગુલરૂ:—" એટલું તો કહો કે તમને કોણે મોકલ્યા છે ? "

ઉમરૂ:—" આપોઆપ આપને માલુમ પડશે, "

ગુલરૂ:—" બહુ સારૂં. જેવી તમારી ઇચ્છા. "

ઉમરૂ:—" ઠીક ત્યારે હું જાઉં છું. વચન આપ્યું છે. તે ભૂલતા નહિં.

એમ કહીને ઉમરૂ ચાલ્યો ગયો આ છોકરો કોણ હશે, અને આ મુલાકાતનો ભેદ શો હશે, તેના તર્કવિતર્કમાં ગુલરૂ પડયો. વારંવાર તેને ઉમરૂનું મોહક મુખડું યાદ આવવા લાગ્યું. રાત પડતાં નિર્ણિત કરેલા સમયે એક કાળા ઘોડા પર સ્વાર થઈ પશ્ચિમ દિશા તરફ તેણે ચાલવા માંડયું.



## (૫) પાપી માંગણીનો ઇનકાર.

**જયારે** રાત્રિનો અંધકાર પૃથ્વી પર સારી રીતે ફેલાઇ ગયો, ત્યારે ગુલરૂએ પોતાનો પાણીદાર કાળો અશ્વ પશ્ચિમ દિશા તરફ મારી મુકયો. થોડેક દુર ગયા બાદ અર્ધા કોશ ઉપર ઉમરૂ મળ્યો. ગુલરૂને જોઇને ઉમરૂ ઘણો પ્રસન્ન થયો તેણે ઝપાટાબંધ પોતાના ઘોડાને ગુલરૂના ઘોડાની નજીક આણ્યો. પછી ગુલરૂ પાછળ અને ઉમરૂ આગળ એ પ્રમાણે બંન્નેએ ચાલવા માંડયું. ઉમરૂ દેખાવમાં ઘણો નાનો અને નાજુક હતો. પણ ઘોડો ચાલવામાં ભલભલાને હંફાવે તેવો ચાલાક હતો. એક કોશ સુધી બંન્ને જણ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય ચાલ્યા ગયા. આગળ ગીચ ઝાડીઓમાં ચારે બાજુ દિવાલવાળું એક મકાન જણાતું હતું આ દિવાલોમાંની આગલના ભાગની ભીંતમાં એક મોટું કમાડ હતું. કમાડ આગલ જઇ ઉમરૂએ જોસથી સીટી વગાડી. અવાજ સાથેજ બારણું ઉઘડી ગયાં, અને બન્ને જણ ચાલ્યા ગયા. અંદરના ભાગમાં કાળો પોશાક પહેરીને બે સંત્રીઓ પહેરો ભરતા હતા. તેઓ આગળ આવ્યા અને ઘોડાઓની લગામ ઝાલી લીધી. બન્ને સવારો ઘોડા પરથી

ઉતરી પડયા. હવે ગુલરૂએ આંખોનો ઉપયોગ કરીને જોઇ લીધું કે આસપાસ એક સુંદર બગીચો આવેલો છે. સામેજ એક નાનકડો રમકડા જેવો બંગલો રોશનીથી ઝગમગી રહયો છે. ઉમરૂએ ગુલરૂને કહ્યું " આપ આ મકાનની અંદર જજો. "

ગુલરૂ:—" તમે પણ અંદર ચાલો "

ઉમરૂ:—" મને આપની સાથે આવવાનો હુકમ નથી. "

ગુલરૂ:—" મામલો અજબ તીલસ્મી જણાય છે ? શું મારે એકલાને મકાનમાં જવાનું છે ? "

ઉમરૂ:—" બેશક બીલકુલ અચકાયા સિવાય આપ અંદર ચાલ્યા જાઓ. આપને માટે કોઇ પણ પ્રકારની ભીતિ નથી. "

અનેક પ્રકારના તર્કવિતર્ક કરતો ગુલરૂ મકાનની અંદર ગયો. અંદર એક ઘણોજ સુંદર રીતે શણગારેલો ઓરડો હતો. અંદર ઘણી જ કિમ્મતી બીલ્લોરી શામદાનીઓમાં સુગંધીદાર મીણબત્તીઓ અજબ પ્રકાશ આપી ઝગઝગી રહી હતી. દરવાજા, અને આસપાસની બારીઓ ઉપર ભારે ઝાલર વાળા પડદાઓ મંદમંદ પવનની લેહરીઓથી આમે તેમ ફરકી રહ્યા હતા. સામેજ એક મખમલના કોચ પર એક સુંદરી આંજી નાંખે એવા દમામદાર પોશાકમાં મોહક રીતે બેઠી હતી. તેણે ભારે કિમ્મતનાં આભૂષણો અંગપર ધારણ કરેલાં હતાં. આ ભુવનમોહિની સુંદરીના સોંદર્યથીજ દિવાનખાનાની દરેક વસ્તુના સોંદર્યમાં અધિક વૃદ્ધિ થઇ રહી છે, એમ ગુલરૂએ જોઇ લીધું.

ગુલરૂને આવતો જોઇ ભારે નાજનખરાંથી તે યુવતિ બોલી, "પધારીએ જનાબ ! આ કમીની દાસીનું ઝુંપડું આપના મુબારક કદમોથી પાક થયું ? "

ગુલરૂએ સુંદરીની વાતનો કાંઇ પણ જવાબ દીધો નહિં. તે કોચ પર એક બાજુ ગુપચુપ બેઠો. સુંદરી બોલી, " આજે મારે અત્યંત આનંદ છે કે આપે અહીં પધારવા તસ્દી લીધી ? "

મંદ અવાજે ગુલરૂ બોલ્યો, " જો અડચણ નહિં હોયતો મુલાકાતનો હેતુ પ્રગટ કરવા તકલીફ લેશો ? "

સુંદરીઃ—" ઘણી ખુશીથી સાંભળો. મારી મા મુસલમાન હતી. અને મારા બાપ ચિતોડગઢના રાણાના રાજ્યમાં રિસ્તેદારનો હોદો ભોગવતા હતા. મારી માનું સૌંદર્ય જોઇને તે ઘણો મોહ પામ્યો, અને તેને પોતાની ઉપપત્ની તરીકે રાખી. હું તેમની પુત્રી છું. મારી ઉમ્મર જ્યારે પંદરેક વર્ષની થઈ ત્યારે રાણાના રણવાસના એક ભાયાતે પોતાના જનાનામાં પોતાની ઉપપત્નીઓ સાથે મને દાખલ કરી. સોળમાં વર્ષે મને એક બાળક પ્રસવ્યું. આપને જે બાળક અંદર તેડી લાવ્યો, તે એજ મારો પુત્ર છે. તેની ઉમ્મર અત્યારે ૧૪ વર્ષની છે, અને મારી ઉમ્મર ૩૦ વર્ષની છે. "

ગુલરૂઃ—" શું ઉમરૂ આપનો પુત્ર છે ? "

સુંદરીઃ—" હા ? એનું નામ જયચંદ, અને ઇસ્લામી નામ ઉમરૂ છે. "

ગુલરૂઃ—' આપની ઉમ્મર ૩૦ વર્ષની છતાં આપ ઉમ્મરમાં ભાગ્યેજ વીસ બાવીસ વર્ષથી વિશેશ જણાતાં હશો ? "

સુંદરીઃ—" આપની મહેરબાની. પણ મારી વાત આગળ સાંભળો. જ્યારે રાણા પ્રતાપ અહીંથી વિદાય થઈ ગયા, ત્યારે મારા નામના ખાવિંદે પણ મને કાઢી મુકી. "

ગુલરૂઃ—" આપની હાલત પર મને ઘણોજ અફસોસ થાય છે ? "

સુંદરીઃ—" ખેર. પણ મને એટલો બધો અફસોસ થતો નથી. હું તો એથી ઉલટી વિશેષ ખુશી થઇ છું."

ગુલરૂ:—" ખુશી કેવા પ્રકારે ?"

સુંદરીએ આનો કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહિ પણ પોતાની જાદુભરી આંખો ગુલરૂના તરફ તીરછી નજરથી ફેરવી એક સંકેત સૂચક દ્રષ્ટિપાત કર્યો. તેણીના ચ્હેરા પર રતાશ પ્રસરી રહી. ગુલરૂની નજીકજ પડેલા એક મલમલના તકીયાને માથા તળે મૂકી ત્યાં લાંબી થઇને તે સુંદરી આકર્ષક હાવભાવો કરતી બોલી, " ગુલરૂ ! મારૂં નામ ગુલેરૂખસાર છે. જ્યારથી મેં આપનું મોહક વદન જોયું છે. ત્યારથી આપની મુલાકાતને માટે ચાતકની માફક તલસી રહી છું. મારા માનીતા ગુલરૂ ! મારો જાન આપના કદમ પર કુરબાન કરવાને આ નાચીઝ દાસી તૈયાર છે. આપની સુંદર આકૃતિ પર હું મોહ પામી ગઇ છું. પ્રાણાધાર ! હવે વિશેષ શું કહું ? પણ મહેરબાની કરી મારી સાથે લગ્ન કરો, અને મને આપની એક કમતરીન ગુલામડીની પદવી આપશો તો પણ મને અત્યાનંદ થશે ! ! "

એમ કહીને બે હાથ જોડીને ગુલેરૂખસાર ગુલરૂના સામી ઉભી રહી. આહા ! આ વખતે આ સુંદરી ખરેખર દિલકશ દેખાતી હતી. ચારેબાજુ ઝગઝગી રહેલી રોશનીમાં ગુલેરૂખસારનું સૌંદર્ય ઘણુંજ દીપી રહ્યું હતું. ઇંદ્રના ઘરની માનીતી અપ્સરાઓને પણ લજાવે એવા મનોહર સૌંદર્ય સાથે હાથ જોડીને આજીજી કરતી ઢબે ઉભેલી આ અબળાને જોઇને ભલભલા પીગળી જાય તેમ હતું, પણ ગુલરૂ સેજ પણ ડગ્યો નહિં. તે સ્હેજ પણ અચકાયા વગર મક્કમ સાદે બોલ્યો ? " બાનુ આપની માંગણીનો અસ્વીકાર કરતાં મને બેહદ દીલગીરી થાય છે. પણ હું લાચાર છું. આપને ના પાડવામાં મને બે સબળ કારણો છે એક

તો એ કે મારી શાદીની પ્રારંભ ક્રિયા દિલ્હીમાં એક ચહેરે નમુન સુંદરી સાથે થઇ ચૂકી છે, અને તેને હું મારૂં દિલ આપી ચુકયો છું. બીજું એ કે હું અત્યારે વીસ વર્ષની ઉમ્મરનો છું, જ્યારે આપની ઉમ્મર ૩૦ વર્ષની છે. આપનો પુત્ર થોડાંક વર્ષોમાં મારી બરાબરનો થશે. સુંદરી ? આપને મારે ના પાડવી પડે છે, કારણ કે આ નિકાહ બનવા અશકય છે. ”

ગુલેરૂખસારને હવે આપણે ગુલના હુંરા નામથી ઓળખી શું તે બોલી, “ વહાલા ગુલરૂ ? નાહક મને ના સતાવો. તમને જોઇનેજ હું દીવાની બની ગઇ છું. હું તમારા કરતાં ઉમ્મરમાં વધારે છું, એ વાત ખરી પણ તમે ઘણાજ કદાવર અને ઉંચા અંગના હોવાથી સ્હેજ જોતાં પણ પચીસ વર્ષ ઉપરના જણાઓ છો જ્યારે તમે હમણાજ તમારા મુખથી કબુલ કર્યું છે કે હું વીસ બાવીસ વર્ષની જણાઉં છું. જ્યાં પ્રેમ છે ત્યાં ઉમ્મર કે જાતીનો બાધ આવતોજ નથી. હું તમારી દાસી થઇને રહીશ મને ના તરછોડો ? ગુલરૂએ એક વાર ત અબળા તરફ જોયું. પછી તે બોલી ઉઠયો, ” એમ બનેજ નહિં. એક મ્યાનમાં બે તરવાર રહી શકેજ નહિં.

“ હમ તાકીદ દાવેમેં બાતિલ નહીં હોતે,
“ સીમેનેં કિસી સખ્સ કે દો દિલ નહિ હોતે.”

માટે, બાનુ ! આપની માગણીનો હું ઇન્કાર કરૂં છું. ”

ગુલેરૂખસાર ઉઠીને ગુલરના પગ આગળ પોતાનું માથું મુકીને ઘણાજ ગળગળતા સાદે પણ નિરાશ અને ક્રોધના આવેશમાં બોલી, “ ઓ નિર્દય ગુલરૂ ! આ અબળાની વિનંતિનો સ્વીકાર કરતાં તમને શું થાય છે ? ખુદાને ખાતર એક ટળકળતી કામિનીની આંત-

રડી હૌરો! દુષ્ટ મદનના મારમાંથી મને એક શુરવીર તરીકે તમે બચાવો! અબળાની વ્હાર કરવી એ તમ સરખા વીર પુરુષનું કર્તવ્ય છે, હું અનંગની આગમાં સળગી રહી છું. મને શીતળતાનો સ્વાદ ચખાડો! પ્રિય ગુલરૂ! અબળાને ઉગારો!!”

ગુલરૂઃ—“ તમારૂં અને મારૂં માથું નાહક શા માટે પકાવો છો એકને આપેલું હૃદય અન્યને હું કદિ આપી શકીશ નહિં. પવિત્ર પ્રેમનો પંથ હું ત્યજી દઇને અનીતિના પંથે કદિપણ ઘસડાઇશ નહિ અને માફ કરો, બાનુ. પણ હું આ બાબતની સાજ ના પાડું છું!”

ગુલઃ—‘ ગુલરૂ! મારા પર દયા કરો! મારી આ છેલ્લી વિનંતિ છે.”

અબળા પોતાના હૃદયનો આવેગ રોકી શકી નહિ. ગુલરૂને પોતાના હૃદય સાથે લપટાવવા પ્રયાસ કર્યો. ચાલાક અને દૃઢ મનનો ગુલરૂ ચેતી ગયો. તે એકદમ ઉભો થઇને પાછો હટી ગયો. સુંદરીએ નિરાશ થઇ કપાળ કુટયું! ગુલરૂ બોલ્યો, “ માફ કરજો સુંદરી! સેવક હવે રજા લે છે!”

ગુલેરૂખસાર અત્યાર સુધી ગુલરૂ તરફ પ્રેમની દૃષ્ટિથી જોતી હતી. તેણે જોઈ લીધું કે તેણીની માગણીનો તુચ્છકાર કરવામાં આવ્યો છે. પાપી પ્યારને ઠોકરે મારવામાં આવ્યો છે. હવે તે ઉશ્કેરાઇ. તેની આંખમાં પ્રેમને બદલે ધિક્કાર જણાવા લાગ્યો. મ્હોં રાતુંચોળ બની ગયું. ક્રોધ અને નિરાશાથી તેનું હૃદય થરથર કંપવા લાગ્યું. છેડાયલી સિંહણની માફક તે ધુરકી ઉઠી, “ કઠોર હૃદયના નિર્દય ગુલરૂ! તેં એક અબળાના પ્રેમનો અનાદર કર્યો છે–તુચ્છકાર કર્યો છે. તું જાલીમ છે. સીતમગર છે. તેં ઓરતની મહોબ્બત દેખી. હવે તેની દુશ્મનાઇ પણ જોજે! અત્યાર સુધીમાં મારા હૃદયમાં તારે માટે જે

પ્યાર હતો તે હવે સુકાઇ ગયો છે. તેની જગ્યા આજથી તીરસ્કાર અને વૈરની લાગણી લેશે. મારાં અંગેઅંગમાં વૈરની લાગણી વ્યાપી રહી છે. મારા વૈરની વસુલાત ભયાનક રીતે થશે. ઓ નિર્દય કાળજાના મર્દ ! હાલ જેમ હું અનંગની આગમાં સળગી રહી છું, તેમ તું જો એ વૈરની આગમાં ન સળગે, તો મારૂં નામ ગુલેરૂખસાર નહિ ! જા ! જુલમગાર ! તારી ખુબસુરતી લઇને હાલને માટે તો અહીંથી નીકળી જા ! આગળ ઉપર તારી સાથે હિસાબ ચુકતે કરી લઇશ ! "

પ્રેમની માગણીમાં ગુલને મળેલી નિરાશાનો ગુલરૂને સારો ખ્યાલ હતો, એટલે તે કાંઇ ન બોલ્યો. ત્યાંથી બહાર નીકળી પોતાના અશ્વ પર સ્વાર થઇ ત્યાંથી જલદીથી ચાલી નીકળ્યો, અને પોતાના તંબુ આગળ આવીને ઉભો રહ્યો.

ગુલેરૂખસારની વાણી સત્ય પડશે ? તે પોતાના વેરની વસુલાત કરશે ? શી રીતે કરશે ? આ હકીકત આપણે હવે પછી જોઇશું.



## ( ૬ ) સંકટની શુળમાં નાજુક ફુલ.

" વધુ ચાહી વધુ રોવા, વધુ રોઇ વધુ સ્હેવા,
" નવા ઘાથી નવું જોવા પ્રભુ ! બલ ઉરમાં પ્રેરો !
" સહ્યા જખ્મો છતાં સ્હેવા, જીગર તાજુ હજી થાવા,
" ફરઝ ઇશ્કે અદા કરવા પ્રભુ ! બલ ઉરમાં પ્રેરો ! "

**આજે** વાંચકોને એક વાર ફરીથી દીલ્હીમાં અમારી સાથે આવવાને આમંત્રણ કરીએ છીએ. સંધ્યાનો સમય હતો દીલ્હી. નગરમાં આપણા એક પરિચિત મહોલ્લાને નાકે એક બે મજલાવાળા નાન

કડા મકાનમાં એક સુંદરી, ચાર પાઈ પર પડેલા બીમાર ઇસમની સુશ્રુષા કરવામાં રોકાઇ છે. બીમાર ઇસમ ચુપચાપ પડી રહેલ છે. તે સુંદરી કોણ જાણે શાએ વિચારોમાં હાથ ટેકવી વિચારગૃસ્ત સ્થિતિ માં પડી ગઇ છે.

આ સુંદરી બીજી કોઇ નહિ. પણ ઝરીનાજ છે. ગુલરૂના ચિતોડ ગયાને આઠ માસ વીતી ગયા છે. બીચારી ઝરીના વળી પાછી એકલી અટુલી પડી ગઇ હતી. પહેલાં તો બેગમના સહવાસમાં પણ દીવસો જતા હતા, પણ હવે તો બેગમ પણ પરલોકવાસી થઇ. પહેલાં ૭ સાત માસ તો ગમે તેમ વીતાડયા. પણ હવે તેને એકલાં, દિવસો કાઢવા બહુ મુશ્કેલ લાગતા હતા. રાત દિવસ ને પોતાની આંખોમાંથી અશ્રુધારા વહેવડાવતી હતી. તેમાં અધુરામાં પુરૂં આજે પંદર દીવસ થયાં ઝરીનાના પિતા મોલવી સાહેબ બુખારની બીમારીથી પટકાઇ પડયા હતા. એક તો વૃદ્ધાવસ્થા, તેમાં પંદર દિવસનો સખત તાવ, એ સર્વનો અંત અજલમાં આવશે એવી ચિંતા થવા માંડી મૌલવી. સાહેબ આ ફાની દુનિયાના હવે એક બે દીવસના મહેમાન છે, એ વાત મૌલવીની દવા કરનાર હકીમોએ જણાવી દીધી હતી.

બીચારી ઝરીનાને પોતાના પિતા સિવાય અંતરનું કોઇપણ નહોતું. વાંચકોને અમે પ્રથમથીજ જણાવી દીધું છે કે ઝરીનાની માતા ઝરી-નાના બચપણમાંજ પરલોકવાસી થઇ હતી. મૌલવી સાહેબનું બીજું કોઇ સગું વ્હાલું પણ નહોતું. ઘરમાં એક બુઢ્ઢી નોકરડી ફેરાઆંટા કરવાનું કામ કરવા રાખવામાં આવેલી હતી. તે ઉપરાંત ઝરીનાને માટે દુર્ભાગ્યની વાત એ હતી કે મૌલવી સાહેબ ધનવાન પણ નહોતા. આથી મૌલવીના મરણ પછી ઝરીનાનું ગુજરાન શી રીતે ચાલી

શકશે એ ગંભીર પ્રશ્ન હતો. તાવના વેગને લીધે બોલવી કાંઈ બોલી પણ શકતા નહોતા. આથી તેમની પાસે કાંઇ મિલ્કત છે કે કેમ, તે પણ ઝરીના જાણી શકી નહિ. આ સર્વ હકીકતને લીધે ઝરીના શોકમગ્ન સ્થિતિમાં બેઠી હતી.

આટલી ઉપાધિ આ અબળાને માટે થોડી હોય, તેમ તેના હૃદયમાં સખત આઘાત કરે એવી એક બીજી આફત તેને માટે આવી પડી. ઇંગ્રેજીમાં એક કહેવત છે કે " when Calamities come, they come not Single, but in battalion." હીણભાગી ઝરીનાને માટે પણ તેમજ થયું. ઝરીના પોતાના પિતાની પાસે બેઠી હતી એટલામાં તેની એક સાહેલી ત્યાં આવી પહોંચી, અને તેણે ઝરીનાને પુછ્યું, " કાં, બ્હેન ? કેવી સ્થિતિ છે ? "

ઝરીનાઃ—" શું કહું બ્હેન ! બહુ વિષમ સ્થિતિ છે. મારા પિતા હવે વધુ દિવસ કાઢશે નહિ એમ હકીમ સાહેબે જણાવી દીધું છે. "

સાહેલીઃ—" ત્યારે હવે ? "

ઝરીનાઃ—" હવે શું ? મારા ફુટેલા નશીબમાં જે લખ્યું હશે તે બનશે ! ખરૂં પૂછાવે તો હું એટલી બધી અકળાઇ ગઇ છું કે હવે શું થશે, તેનો વિચાર કરવાનો પણ મને વખત મળ્યો નથી ! "

સાહેલીઃ—" પણ તેં વળી બીજી વાત સાંભળી છે ? "

ઝરીનાઃ—" શું ? "

સાહેલીઃ—" તને કાંઈ કાગળ બાગળ મળ્યા નથી ? "

ઝરીનાઃ—" ના. "

સાહેલીઃ—" શું, કાંઈ પણ ચીઠ્ઠી વિગેરે આવી નથી ? "

ઝરીનાઃ—" વળી શી વાત છે ? "

સાહેલીઃ—" શું આખા શહેરમાં શોર મચી રહ્યો છે, અને તનેજ આ વાતની ખબર નથી ? "

ઝરીનાઃ—" હવે કાંઇ ખબર કહીશ કે એમ ટળવળાવ્યા કરીશ ? "

સાહેલીઃ—" તેં પણ બાઇ, હદ કરી ! "

ઝરીનાઃ—" ફરીથી પાછું એનું એ કે ? "

સાહેલીઃ—" લે ત્યારે સાંભળ. ચીતોડમાં શહેનશાહી ફોજ ઘણી બહાદુરીની સાથે લઢી. મહારાણા પ્રતાપસીંહનાં કેટલાંક બેવફા આદમીઓ આપણી ફોજને મળી ગયા, અને પોતાના મહારાણાનું તેમણે સત્યાનાશ વાળ્યું. રાણો નાશી ગયો છે. એમ સંભળાય છે કે ગુલરૂએ એક નવાબજાદી સાથે નિકાહ કરી લીધા છે ! "

ઓચીંતી વીજળી પડી હોય તેમ ઝરીના ચમકી. ગભરાઇને તે બોલી, " સાચું કહે છે ? મારા સમ ? મશ્કરી તો નથી કરતી ? "

સાહેલીઃ—" મેં તો આ વાત કોઇની પાસે સાંભળી છે. "

ઝરીનાઃ—" શાદી થએલીએ હોય ! મર્દોનો ભરૂસો શો ? કોઇ કહે છે ગુલરૂએ લગ્ન કર્યું, જ્યારે કોઇ કહે છે કે ગુલરૂના પિતાએ. ખુદા માલુમ, ખરી હકીકત શું છે ? "

સાહેલી તો તે પછી આમતેમની વાત કરી ચાલી ગઈ. બીચારી ઝરીનાનું હૃદય શોક સાગરમાં ડૂબી ગયું.



# ( ૭ ) ઘરડી ઘોડીને લાલ લગામ !

દીવસ જતાં વાર લાગતી નથી. ગુલરૂ અને ગુલેરૂખસારના મેલાપની વાતને જોતાં જોતાંમાં આઠ દિવસ વીતી ગયા.

હમણાં ગુલરૂ પોતાના તંબુમાં વિચારમગ્ન સ્થિતિમાં આમતેમ ફરતો જણાય છે. એટલામાં એકાએક એક ખીજમતદાર હસતો હસતો અંદર આવ્યો, અને બોલ્યો, "હજૂર! આપના પિતા આપને બોલાવે છે."

ગુલરૂ:—"કેમ, સાજાતાજા તો છે ને?"

ખીજમતદાર:—"જાતેજ પધારીને જુઓ!"

ગુલરૂ:—"શું જોઉં? તેઓ બીમાર તો નથી ને?"

ખીજમતદાર:—"નાજી!"

ગુલરૂ:—"ત્યારે શું કોઇ આવ્યું છે?"

ખીજમતદાર હસતો હસતો બોલ્યો, "આપ જાતેજ પધારીને જુઓ!"

ગુલરૂ:—"આજે તું સાર પાગલ બની ગયો જણાય છે, સીધી સીધી વાત કેમ નથી કરતો?"

ખીજમતદાર:—"હજુ સુધી તો પાગલ નથી બની ગયો, પણ મને લાગે છે કે હવે તો હું ખુશીથી ફાટીજ પાડીશ!"

ગુલરૂ:—"એ વળી શી રીતે?"

ખીજમતદાર:—"એમજ બન્યું છે. એને લીધેજ મને લાગે છે કે હું દીવાનો બની જઇશ."

ગુલરૂ:—"હવે કાંઈ સીધું બસી મરીશ, કે નકામો ગોળ ગોળ બકવાજ કરીશ?"

ખીજમતદાર:—"હજૂર ! ખુલ્લું શું બોલું ? પંચાવન વર્ષનો પતિ અને વીસ વર્ષની નવ જવાન પત્ની ! "

ગુલરૂ:—"કોણ પતિ અને કોણ પત્ની ? "

ખીજમતદાર:—"હજૂર ! હવે આપ જાતેજ પધારીને ખાત્રી કરી લો. "

ગુલરૂએ કાંઇ જવાબ આપ્યો નહિં. તે ઉઠીને પોતાના પિતાના તંબુમાં ગયો ત્યાં તેણે એક નવજુવાન સ્વરૂપ સુંદરીને તેના પિતાના પડખામાં બેઠેલી જોઇ. તેને જોતાંજ ગુલરૂ આશ્ચર્યથી દિંગમુઢ બની ગયો. તે સુંદરી કોણુ હતી ? બીજી કોઇ નહિં, પણ ગુલરૂની પાસે પ્રેમયાચના કરનાર ગુલેરૂખસાર હતી. ગુલરૂને ત્યાં આવેલો જોતાંજ દીલેરખા બોલ્યો,

"ગુલરૂ ! અહીં આવ; મારી પાસે બેસ."

ગુલેરૂખસાર:—"આ આપના પુત્ર છે ?"

દીલેરખાં:—"હા, એજ આપણો પુત્ર છે."

ગુલેરૂખસાર:—"શું નામ છે ? ગુલરૂ ?"

દીલેરખાં:—"હા."

ગુલેરૂખસાર ગુલરૂના તરફ જોઇને બોલી, "બેટા, હું તારી મા છું ! ! ! ગઇ કાલે રાત્રે મેં તમારા પિતા સાથે લગ્ન કર્યું છે. આજથી હું તારી ઓરમાન માતા છું, અને તું મારો પુત્ર છે ! મારૂં અંતઃકરણ સ્વચ્છ છે, અને હું સાવકી છતાં, તારાપર સગી માતાના જેટલો પ્રેમ રાખીશ. માટે તું કોઇપણ વાતે ગભરાઇશ નહિ ! ! "

ગુલેરૂખસાર શાંત સ્વભાવે આવું બોલતી હતી ત્યારે તેની આંખો વિકરાળ વાઘણુની માફક બની રહી હતી. અને તેમાંથી વ્યંગ, તિરસ્કાર, ક્રોધ, અને વૈરની ચીણગારીઓ નીકળી રહી હતી. ગુલરૂએ

કાંઇપણ જવાબ આપ્યો નહિ. માત્ર પોતાનું શિર ઝુકાવી દીધું. થોડીક વારમાં કાંઇક અગત્યના કારણસર દિલેરખાંને બહાર જવાનું થયું. હવે તંબુમાં માત્ર ગુલરૂ અને ગુલેરૂખસાર બેજ રહ્યા. શયતાનિયત ખવાસની ગુલેરૂખસારે આ તકનો લાભ લીધો; ઝેરી નાગણની માફક ફુંફાડા મારતી તે બોલી:—"ગુલરૂ! એક નાઝનીનનાં નખરાં તે જોયાં? મારો પ્રેમ તેં જોયો; હવે મારો કીનો પણ જોતો જા! આતો હજુ શરૂઆતજ છે. તારા પર પુરે પુરૂં વેર ન લઉં તો મારૂં નામ ગુલેરૂખસાર નહિં."ગુલરૂ કાંઇ પણ ન બોલ્યો. તે ત્યાંથી ઉઠીને ચુપચુપ ચાલ્યો ગયો.

---

## (૮) ઝહેમતમાં ઝરીના.

બે વર્ષ વધારે વીતી ગયાં, એ કહેવું તો ઘણી સ્હેલી વાત છે પણ જેને વીતાડવા પડે છે, તેમનું મનજ તે કેમ વીતે છે, તે જાણે છે. બે વર્ષના અરસામાં કેટલો ફેરફાર વિશ્વમાં થતો હશે. સમ્રાટ અકબરની સેના ચીતોડથી પાછી આવી ચુકી છે. પણ સેનાનો મુખ્ય નાયક દિલેરખાં, અગર તો તેનો પુત્ર ગુલરૂ હજુ પણ આવી પહોંચ્યો નથી. દલેરખાંની નવી સ્ત્રી ક્યારનીએ દીલ્હી આવી પહોંચી છે. આ નવી સ્ત્રી તે કોઇ નહિં. પણ તેજ ગુલેરૂખસાર છે કે જેને આપણે આગલાં પ્રકરણોમાં જોઇ આવ્યા છીએ. શહેનશાહી સેના જ્યારે ચીતોડના વિરાટ દુર્ગની બહાર ઘેરો ઘાલીને પડી હતી, ત્યારે છુપી રીતે મહારાણાના માણસોએ સેનાપતિ દિલેરખાંના તંબુમાં ધુસી જઇને તેને જાનથી મારી નાખ્યો હતો એ વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ હતી. ગુલરૂ પણ આજ માણસોના

હાથમાં કેદી રૂપે સપડાઇ ગયો હતો. મહારાણા પ્રતાપસિંહ અદ્યાપિ પર્યંત ચીતોડમાં પાછા આવ્યા નહોતા, તેઓ મેવાડના જંગલોમાં અહીં તહીં નિવાસ કરતા હતા, અને ગુલરૂને પણ કેદી તરીકે તેમની સાથે ભટકવાની ફરજ પડી હતી. સેનાપતી દિલેરખાંની માલમિલ્કતનો કુલ વારસ માત્ર કેદી ગુલરૂજ રહ્યો હતો.

આ બે વર્ષમાં ઝરીનાની સ્થિતિ અત્યંત દયાજનક થઇ પડી છે. એક નાની કોટડીમાં તે ભાડે રહે છે. શીવી ગુંથીને, અગર તો ઘેરેઘેર શ્રીમંત કુટુંબની કન્યાઓને શિક્ષણ આપીને તે પોતાનો ઉદર નિર્વાહ મહાકષ્ટે ચલાવે છે. ગુલરૂના પિતાનું શોકજનક અવસાન, ગુલરૂની ગીરફતગાર હાલત, અને ગુલેરૂખસારનું દીલ્હીમાં આગમન એ સર્વ વાતો ઝરીનાએ સાંભળી હતી. પોતાના પ્રિયતમની આવી દુર્દશાથી બીચારી ઝરીના અત્યંત દુઃખી થતી હતી. એક દીવસે ઝરીનાને ખબર મળી કે ગુલેરૂખસારને લખા વાંચી શકે, અને હિસાબ કિતાબ રાખી શકે એવી એક સ્ત્રીની જરૂર છે. ઝરીનાએ આ જગ્યાને માટે અરજી કરી. સદભાગ્યે ઝરીનાની માગણી ગુલેરૂખસારે મંજુર કરી અને ગુલેરૂખસારને ત્યાં મહીને પચાસ રૂપીઆના પગાર પર તે નીમાઇ ગઈ.

ગુલેરૂખસારની સાથે ચીતોડથી એક નવજુવાન રજપૂત પણ આવ્યો હતો. તે ગુલેરૂખસારના મહેલમાં દારોગાના નામથી સુપ્રસિદ્ધ હતો. ઝરીનાના સાૈંદર્યને જોઇનેજ દારોગાનું મન ચળી ઉઠ્યું. યેન કેન પ્રકારેણ ઝરીનાને પોતાની વિષય વાસનાનો ભોગ કરવાનો દારોગાએ દ્રઢ સંકલ્પ કર્યો. પણ તે પોતાની નીચ તદબીરમાં યત્કિંચિત ફાવી શક્યો નહિં. આખરે તેણે પોતાના મનની વાત ગુલેરૂખસારને કહી.

પ્રિય વાંચક ! સૌંદર્યના દોસ્ત અને દુશ્મન બન્ને હોય છે. અબળા જાત પોતાની જાતનીજ સ્ત્રી ખુબસુરતી સહન કરી શકતી નથી. ગુલેરૂખસાર હવે ધીમે ધીમે સૌંદર્યમાં ઉતરતી થવા લાગતી હતી. તે ઝરીનાના ખીલતા સૌંદર્યને જોઇને પોતના હૃદયમાં બળીને ખાખ બની જતી હતી. તે સ્વભાવે ઘણીજ ઘાતકી અને અધર્મી હતી, તે આપણે આગળ જોઇ લીધું છે નીતી. અને પવિત્ર પ્રેમ એ શું ચીજ છે, તેનું આ સફેદ ચામડીની ઝેરી નાગણને સ્વપ્ને પણ ભાન નહોતું. ઝરીનાની નિષ્કલંક કીર્તિમાં બટ્ટો લાગે, અને કોઇપણ રીતે તે ભ્રષ્ટ થાય, તેમ કરવાને તે રાજીજ હતી. તેમાં અધુરામાં પુરૂં "રડતી વ્હને પિયેરીયાં મળ્યા !" "રોગીને ભાવતી દવા વૈદે ફરમાવી !" પછી પૂછવુંજ શું? તેણીએ દારોગાને મદદ કરવાનો નિશ્ચય કર્યો. બન્નેએ મળીને ઝરીનાને ફસાવવા ધારી. પણ પવિત્ર પ્રેમદાએ સ્પષ્ટ જણાવી દીધુ કે "મારાપર તમારી કોઇપણ પ્રકારની જબરદસ્તી ફાવી શકશે નહિ. જો મને કંઇ કરશો તો હું મારો જાન આપીશ, પણ સદાચારના પંથથી અળગી કદાપિ થઇશ નહિં" ઝરીનાનો આવો રોકડો જવાબ સાંભળીને દારોગાને ઘણોજ ક્રોધ ચઢ્યો. તેણે કોઇપણ રીતે ઝરીનાની લાજ લૂટવાનો દૃઢ સંકલ્પ કર્યો, અને તે તેની તૈયારીમાં પડ્યો

## ( ૯ ) યુગલનું પુનર્મિલન.

મધરાતનો સમય હતો. સર્વ સ્થળે શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. આપણે અત્યારે દીલ્હી નગરમા ગુલેરૂખસારના મકાનમા પ્રવેશ કરીશું. ત્યાં કાંઇક છુપી ધમાલ મચી રહી હોય એમ જણાય

છે. ઝરીના જે ઓરડામા રહે છે ત્યાં આગળ છુપી રીતે કોઇ માણુસ આવતો જણાય છે. વાંચકોને સમજતા વાર નહિ લાગી હોય કે, આ માણુસ બીજો કોઇ નહિ પણ ખાઈ પીને ઝરીનાની પુઠે લાગેલો બદમાસ દારોગોજ છે. તેણે ધીમે રહીને ઝરીનાના ઓરડાનું બારણું ઉતારી નાખ્યું. અને તે અંદર પેઠો. સદ્ભાગ્યે ઝરીના અત્યારે જાગતી હતી, અને તેની ઓરડીમાં દીવો ઝગઝગાટ બળતો હતો. દારોગાને અંદર આવતો દેખીનેજ ઝરીનાએ જોરથી એક ચીસ પાડી.

આ સાંભળી દારોગો એક અટ્ટહાસ્ય કરીને બોલ્યો, " પાડ ! ખુબ ચીસો પાડ. ઝરીના ! તારા સર્વ પ્રયત્નો મિથ્યા છે. અહીં તારી ચીસો સાભળીને કોણ વારે ધાવાનું છે ? ગુલેશ્ખસાર તો આ કામમાં સંમત છે તે તું જાણે છેજ. માટે સુંદરી ! હવે સમજી જાઓ ! નહિતો હવે અહિંથી છટકવું તે મુસ્કેલ છે. તે આપ નામવર બાનુ સારી રીતે સમજો છો ! "

ઝરીના થરથર ધ્રુજતી ખુણામા ભરાવા લાગી દારોગો આગળ વધ્યો. ઝરીનાના અંગપર હાથ ચલાવવાની તેણે તૈયારી કરી ઝરીનાએ ઘણાજ ઝનુનમા આવીને એક જોરથી ચીસ પાડી, અને પછી બેભાન થઇને જમીન પર પડી. હવે દારોગાનો લાગ આવ્યો. શબવત્ પડેલી ઝરીના તરફ તે આગળ વધ્યો. પણ એટલામાંજ તે ઓરડામાં એક તરૂણ યુવક અને તેની સાથે પંદર સોળ વર્ષનો બાળક એમ બન્ને આવી પહોંચ્યા. ખરા કટો કટીના સમયે રંગમાં ભંગ પડેલો જોઈ દારોગાનો મિજાસ ગયો. તેણે એકદમ પોતાની મ્યાનમાંથી તલવાર કાઢીને પેલા તરૂણ યુવક તરફ જોરથી ઝટકો માર્યો. પણ પેલો બાળક તે ઝટકાની વચમાં આવી પડયો. આથી તે યુવક તો બચી ગયો, પણ પેલો ખુબસુરત બાળક માથામા ઘણોજ

સજ્જડ ફટકો પડવાથી બેભાન થઇને જમીનપર તુટી પડયો. તેનુ માથું ચીરાઈ ગયું હતું. પડતાની સાથેજ પોતાના પ્રાણ તેણે છોડયા. આ બાજુ પેલા તરૂણ યુવકે પણ હવે ક્રોધમા આવીને પોતાનુ ખંજર તે દારોગાના અંગમા ખોસી દીધું. એક ચીસ નાખીને દારોગો જમીનપર પટકાઈ પડયો, અને તે પણ પોતાના પાપી કર્મોના ફળ ભોગવવા પરમ ન્યાયી પરમાત્માના દરબારમા પહોચી ગયો.

આ બધી ધાધલ જોઇને ગુલેફખસાર પણ ત્યા આવી પહોચી. પણ પેલા યુવાનને જોઇનેજ તેણીનો ચ્હેરો સફેદ પુણી જેવો થઇ ગયો.

અત્યારે આ ઓરડીમાનુ દશ્ય અત્યંત હૃદય વિદારક હતુ. એક બાજુ બેભાન બનીને ઝરીના પડી હતી, બીજી બાજુ બે મુરદા લોહીમા તરબોળ બનીને મધરાત્રે દીવાના ઝાખા પ્રકાશમા ભયંકર દેખાતા હતા ગુલરૂ અને ગુલેફખસાર એક બીજાને ધ્રુસકતા ઉભા હતા.

ગુલરૂ કાઈપણ બોલ્યો નહિં. એકદમ તેણે ખંજર ફેંકી દીધુ, અને પેલા બાળકની લાશના કંઠે વળગી પડયો. તેની આંખોમાથી ચોધાર આસુ વહ્યા જતા હતા.

કેટલીકવાર સુધી ગુલરૂ એમ બેસી રહયો. એટલામા ઝરીના ધીમે ધીમે શુદ્ધમા આવતી ગઇ. તેણીએ પોતાની આખો બરોબર ખોલીને ગુલરૂની સામા જોયુ, અને તેને ગુલરૂ તરીકે ઓળખી કાઢયો તે બોલી કોણ, ગુલરૂ ?

ગુલરૂ:—" હા વહાલી ઝરીના ? હુ ગુલરૂ છું.

ઝરીના:—" બસ. હવે આપની મહોબતને જરીક બાજુએ મુકો. આ પુરૂષના પોશાકમા આ લાશ છે તે કયી સ્ત્રીની છે ?–શું તમે આ સ્વરૂપવાન સ્ત્રી સાથે લગ્ન કર્યું નહોતું ?

ગુલરુ સ્હેજ ખિન્ન હૃદયે બોલ્યા 'ઝરીના ! આ તું યોગ્ય બોલે છે? શું તને મારા વચન પર અવિશ્વાસ ? આ સ્ત્રી સુની છે, તે આ ત્રિભી સ્હેલી, ગુલરૂખશારની પુત્રી છે. આ છોકરી પુરૂષનો પોશાક પહેરીને ઉમરના નામથી મારી સાથે રહેતી હતી. તેણે બબ્બે વાર મારી જીંદગી બચાવી છે. આ મારી માયાળુ (!) સાવકી માતાની મેહેરબાનીથી જ્યારે મારા પિતા માર્યા ગયા-રે !-જ્યારે આ અધમ અબળાએ તેમને મરાવી નંખાવ્યા,-ત્યારે મને પણ કતલ કરવાની સર્વ તૈયારીઓ કરવામાં આવી હતી. પણ જીવને જોખમે આ માયાળુ છોકરીએ મને ત્યાંથી નસાડી મૂક્યો. આ રાજપુતકુલ કલંક દારોગાએજ મારા પિતાને કતલ કર્યા હતા. આજે પણ એ ખુની ખવીસની સમશેરનો હું ભોગ થઇ પડત, પણ આ સ્વાર્થત્યાગી બાળાએ પોતાની જીંદગીના ભોગે મને બચાવ્યો. આ નેકબખ્ત નાઝનીને મારે માટે પોતાનો જાન આપ્યો. ઝરીના ! મેં તેણીને પહેલેથીજ જણાવી દીધું હતું કે મેં મારૂં હૃદય ઝરીનાને અર્પણ કરી દીધું છે, અને તેના સિવાય હું કોઇની સાથે શાદી કરી શકીશ નહિં તે જાણવા છતા પણ તેણી મારી સાથેને સાથે રહી સંકટમા સહાય આપતી હતી. મારે ખાતર તેણે પોતાની અન્માનો આનારો તજી દીધો હાય ! આજે તે બીચારીએ મારે માટે પોતાની જીંદગી ગુમાવી છે "

ઝરીના આ વાત સાંભળીને ઘણીજ શરમીદી બની ગઇ. તે મોહક અબળાની લાશના ફીક્કા કપાળ પર તેણે સ્નેહ અને મમતાથી એક ચુંબન કર્યું, અને અતિ કરૂણ સ્વરે બોલી, " અરે ખરેખર ગુલરુ નો સ્નેહ મેળવવાનો તને સૌથી પ્રથમ અધિકાર છે. ઓ બ્હેન ! જો તું જીવતી રહી હોત તો તને મારી સગી બ્હેન પ્રમાણે સમજત અને તમારા બન્નેના લગ્ન કરાવ્યા પછી હું તમારી દાસી બનીને રહેત. "

આ પ્રમાણે ઉમરૂ ફૈઈ ગુલેરૂખસારની/સુકોમળ પુત્રીના શબનાં ફ્રિશોને કાતિલ સ્વરે ઝરીના વિલાપ કરવા લાગી.

આ બાજુ ગુલરૂ ગુલેરૂખસારની સામે દાંત કચકચાવીને બોલ્યો, “ રાક્ષસી રમણી ! શોકરના ખૂનમાં હાથ રંગનારી અધમ અબળા ! તારા કહેવા મુજબ તેં તારૂં વેર લીધું. મેં તારી દુશ્મનાઇ જોઇ. હવે તું મારી ભલાઈ જો. બુરાની સાથે બુરાઇ નહિં પણ ભલાઇ કરવી એવી પાક પરવરદીગારની પો[illegible] આજ્ઞા છે. તેં મારી સાથે ઘણીજ બુરાઈ ચલાવી છે. પણ મારા વાલિદની તું ગમે તેવી પણ દુલ્હન (સ્ત્રી) હોવાને લીધે તારા તરફ હું ઘાતકી થવા માગતો નથી. ઓ ખુબસુરત બલા ! જા ! અહીંથી તારૂં કાળું કરી નીકળ. તારે માટે તું કોઇ નવું મકાન શોધી લે. તારા ખર્ચ અને ઉદરનિર્વાહને માટે મારા તરફથી તને માસિક સો રૂપીયાની રકમ મળ્યે જશે. બે દિવસની અંદર આ મકાન છોડી જવાની તને હું ચેતવણી આપું છું. જા ! હવે અહીંથી તારૂં કાળું કર ! ”

* * * *

ઉપરના બનાવ બની ગયાને છ માસ વીતી ગયા છે. આજે ગુલરૂના મકાનમાં બારે ધામધુમથી ગુલરૂ અને ઝરીનાના લગ્ન કરવામાં આવ્યા છે. સમ્રાટ્ અકબરે જાતે આ લગ્નની મીજલસમાં ભાગ લીધો હતો. લગ્ન ક્રિયા થયા પછી શહેનશાહે જાહેર કીધું કે સેનાપતી ફિરોઝખાંની જગ્યા હવેથી ગુલરૂને આપવામાં આવશે.

છેવટે ગુલરૂ અને ઝરીનાએ ફુલોના ગજરા અને એક ઘણીજ ભારે કિમ્મતનો બનારસી દુપટ્ટો ગુલરૂની માતાની કબર પર ચઢાવી પ્રતિજ્ઞા પૂર્ણ કરી. આવી રીતે પવિત્ર પ્રેમનો વિજય થયો.

સમાપ્ત.